ચોથા ધોરણ માટે

આપોઆપ બુદ્ધિ ખીલવવાનું એક સાધન.

# મુખગણિત શિક્ષક ભાગ ૫.



છગનલાલ મોતીરામ શાહ.
" ડીક્ટેશન શિક્ષક " વગેરેના કર્તા.
શાહપુર- સુરત.

કિંમત બે આના.

૧૨ના ગુણોત્તરની સંપૂર્ણ નોંધ સાથે તમામ ગુણોત્તરનાં
લેખાં ફક્ત ત્રણજ રીતથી ગણી શકાય
એવી નવીન સરળ યુક્તિવાળો.

— ચોથા ધોરણનો —

# મુખગણિત શિક્ષક. ભાગ ૫.

રચનાર—છગનલાલ મોતીરામ શાહ.
શાહપોર—સુરત.



પ્રસિદ્ધ કર્તા—છગનલાલ મોતીરામ શાહ.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર-સુરત.

સુધારેલી આવૃત્તિ ૪થી, પ્રત ૨૧૫૦.

છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું-'શંકર' પ્રીન્ટીંગ પ્રેસ, ચકલાના પુલ ઉપર
ટાંકી પાસે—સુરત.

જુન] કિંમત રૂ. ૦-૨-૦. [સને ૧૯૧૭.

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

ટુંક મુદતમાં ત્રણ આવૃત્તિ ખપી જવાથી એ કૃતિ પ્રિય થઇ છે એમ જણાતા સુધારા સાથે આ ચોથી આવૃત્તિ બહાર પાડી છે આશા છે કે વધારે ફળપ્રદ થઈ પડશે.

પહેલી આવૃત્તિને માટે કેળવણીખાતાના અને અન્ય અધિકારી સાહેબોએ તેમજ આ વિષયમાં રસ લેનારા વિદ્વાન સદ્‌ગૃહસ્થોએ પોતાના અભિપ્રાયો અને સૂચના મોકલેલાં (જે મેં છુટા પત્રોમાં પ્રસિદ્ધ પણ કરેલાં હતાં.) તેઓનો આમાં સાભાર સ્વીકાર કીધો છે.

શાહપોર–સુરત.
તા. ૨૨–૭–૧૭

લી૦ સેવક,
**છગનલાલ મોતીરામ શાહ.**



## પ્રસ્તાવના.

ગુજરાતી પ્રાથમિક શાળાના નવાં ચોથા અને પાંચમા ધોરણમાં સરકારી કેળવણીખાતાએ લેખાંને બદલે "મુખગણિત"નો વિષય દાખલ કર્યો છે, ચોથા ધોરણમાં એ વિષયની હદ આ પ્રમાણે કરાવી છે–"નીચેના ગુણોત્તરોનો ઉપયોગ થાય એવા પ્રશ્નો, ૧૨, ૨૦, ૨૪, ૩૦, ૪૦, ૪૮, ૯૬, ૧૦૦, ૧૨૦, અને ૩૬૦.,,

આ ઉપરથી જણાશે કે લેખાંમાં ચોકસ હદ હતી તેમ મુખગણિતમાં નથી તે આવકારદાયક છે; કારણ ઉઘાડું છે. દાખલા તરીકે બાળકો ખાંડીનાં લેખાં શીખીને ઝપાટાબંધ તેના કઠિન મનોયત્ન છોડવી શકે, પણ હિસાબના રૂપમાં સહેજ ફેર કરીને તેજ રીતે થતો કોઇ હિસાબ પૂછવામાં આવે; તો જુના ધોરણના લેખાંના શિક્ષણની સંકુચિત પદ્ધતિને લીધે તેમની વિશાળ દૃષ્ટિ થઈ શકતી ન હતી. જેમકે ૭ રૂપીએ

ખાંડી તો ૩ મણનું શું ? આવો હિસાબ બાળકો ઝટ છોડવી શકે, પરંતુ ૭ રૂપીઆની ૨૦ અગર કુંડી ટોપી મળે તો ૩ ટોપીનું શું બેસે ? આમ પૂછવાથી ખાંડીના હિસાબ શીખ્યા છતાં સામાન્ય બાળકો સ્તબ્ધ બની જતા. આવી ખામી કેળવણીખાતાના સર્વ નાના મોટા અધિકારીઓને સમજાઇ, તેનેજ પરિણામે નવાં ધોરણમાં આ વિષયમાં વિશાળ શિક્ષણ પદ્ધતિ યોજી છે. હવે ૧૨ના ગુણોત્તરમાં પ્રથમ જેમ માણીનાજ હિસાબો શીખવવાની હદ બાંધી હતી તેવું સંકુચિતપણું રહ્યું નથી, પણ માણી ઉપરાંત એજ ગુણોત્તરવાળાં ગ્રોસ ને ડઝન, ડઝન ને નંગ, વર્ષ ને મહીનો, વેંત ને આંગળ, ફુટ ને ઇંચ, તોલો ને માસો, પૌંડ ને ઔંસ (ટ્રાય) વગેરે તમામ હિસાબો શીખવી શકાશે. એજ પ્રમાણે બીજાં ગુણોત્તરો વિષે સમજવું. અલબત શિક્ષણ જ્યારે આમ વિશાળ પદ્ધતિવાળું થયું અથવા તો શિક્ષણની ગાડીની ધરડ બદલાઈ ત્યારે એ ગાડી હાંકનાર શિક્ષકોએ આ નવીન ધરડની માહીતી મેળવવીજ જોઇએ; મારી **આ પોથી એ નવી ધરડના ભોમીઆ રૂપ છે.**

આ ચોપડીમાં ગુણોત્તર એટલે શું ? બે પરિમાણો વચ્ચે ગુણોત્તર કેવી રીતે કાઢવું, જુદાં જુદાં ગુણોત્તરોને લગતાં તમામ જાતનાં લેખાં, કુંચીઓ શી રીતે કઢાવવી તે, તેમજ દરેક રીતનાં પુષ્કળ મનોયત્નો આપવામાં આવ્યાં છે; એટલુંજ નહિ પણ જુદી જુદી કુંચીઓ કઢાવવાની રીત **૧૨ના ગુણોત્તરમાં સવિસ્તર સંપૂર્ણ નોંધ** સાથે બતાવી છે, તે મુજબ બીજાં ગુણોત્તરની કઢાવવી. વળી પહેલા ગુણોત્તરમાં ઉદાહરણો છોડી બતાવ્યાં છે, તે મુજબ બીજાં ગુણોત્તરોમાંનાં મનોયત્નો છોડવી શકાશે. એક ઉદાહરણ

જુદી જુદી બે, ત્રણ, ચાર કે તેથી વધારે રીતે છોડવી બતાવ્યું છે તે મુજબ છોડાવવાનો પાકો મહાવરો કરાવવાથી કઈ સહેલી રીતથી ઉદાહરણ છુટશે તે તેના સ્વરૂપ ઉપરથી બાળકો તરત સમજી શકશે અને તેથી તેમની બુદ્ધિ ખીલશે.

આ પુસ્તકમાં **તમામ ગુણોત્તરનાં લેખાં ફક્ત ત્રણજ રીતથી ગણી શકાય એવી નવીન** સરળ યુક્તિ આપી છે. તેનો પાકો મહાવરો કરાવવાથી દરેક ગુણોત્તરની કુંચીઓ યાદ રખાવવાની ઝાઝી જરૂર રહેશે નહિ.

ચોથા ધોરણમાં શીખવવાના દશ ગુણોત્તરો કયે ક્રમે શીખવવાથી કુંચીઓ ઉપજાવવામાં અને સ્મરણમાં રાખવામાં બાળકોને લાભકારી થઈ પડે તેનો પુરતો વિચાર કરી ગુણોત્તરોનો ક્રમ નીચે પ્રમાણે રાખી તેના ત્રણ જથા પાડ્યા છે:—૧૨, ૨૪, ૪૮ ને ૯૬; ૨૦, ૪૦ ને ૧૦૦; ૩૦, ૧૨૦ અને ૩૬૦. આવા ક્રમ પ્રમાણે શીખવવાથી દરેક જથાનું પહેલું ગુણોત્તર શીખ્યા પછી બાકીના ગુણોત્તરો તેની અમુક પૂર્ણ ગણાઇ હોવાથી તેમની કુંચીઓ ઉપજાવવામાં, તેમજ શીખ્યા પછી પરસ્પર સંબંધ જણાયાથી ધારણ કરેલા સંસ્કારોનો તાત્કાલિક ઉદ્બોધ થવામાં સરળતા થઈ શકશે.

ગણિતમાં જેમ પાશ્ચાત્ય દેશોમાં એકમ પદ્ધતિનો ઉપયોગ સામાન્ય થઈ ગયો છે, તેમ હવે આપણી શાળાઓમાં મુખગણિતમાં એ પદ્ધતિ વધારે વપરાશમાં આવી શકશે. કારણ કે ભારેના એકમ ઉપરથી હલકાના એકમની કુંચી કઢાવીને પછીજ હલકા એકમની હરકોઇ ગણાઇની કિંમત માગી હોય તેની કાઢવી ઠીક થઇ પડે છે, માટે એ પદ્ધતિનોજ આ બુકમાં ઉપયોગ કીધો છે. એટલુંજ નહિ પણ પાંતીનો પણ ઉપયોગ કીધો છે.

અમુક ગુણોત્તરમાં અમુક જાતનાંજ લેખાંની હદ બાંધી દેવી, એ પણ એક સંકુચિતપણું છે. દાખલા તરીકે ૧૨ નું ગુણોત્તર લઇએ જે જે ભારે અને હલકા એકમો વચ્ચે એ ગુણોત્તર હોય તેનાજ હિસાબો શીખવવા એટલુંજ બસ નથી, પણ શેર, મણ, કળશી, ખાંડી, ગાલ્લી, બેડીઉ, ભાર વગેરે દરેક જાતનાં લેખાં આવી શકે; અલબત તેમાં ગુણોત્તર તો ૧૨નુંજ હોવું જોઇએ, જેમકે ૬ રૂપીએ ગાલ્લી તો ૨ાા મણનું શું ? આમાં ગાલ્લી અને ૨ાા મણ વચ્ચે ૧૨ નું ગુણોત્તર છે. માટે ૧૨ના ગુણોત્તરમાં આવા હિસાબોનો સમાસ પણ થઇ શકે. જો કે ૩૦ નું ગુણોત્તર શીખવાથી પણ આવો હિસાબ થઇ શકે છતાં એક ગુણોત્તરનો જેમ બને તેમ વિશાળ ઉપયોગ કીધો હોય તો ઘણે પ્રસંગે વધારે સરળતા થાય છે; એટલુંજ નહિ પરંતુ સંકુચિત દૃષ્ટિનો સર્વથા ત્યાગ થાય છે; એવું સમજીને અમે ૧૨ના ગુણોત્તરમાં એવી જાતનાં ઘણાં ઉદાહરણો આપ્યાં છે. તેજ મુજબ બીજા ગુણોત્તરો માટે પણ સમજવું.

અમુક બે ગુણોત્તરો શીખ્યા બાદ તેને જોડી દેવાથી નીપજતા ગુણોત્તરોથી થતા હિસાબો પણ શીખવા.

કુંચીઓ સૂચક પદ્ધતિએ કઢાવ્યા ઉપરાંત ભારે ઉપરથી હલકા એકમની કિંમત આંકની મદદથી કાઢવાની સહેલી રીતો, જેટલા રૂપીઆ અથવા આનામાં ભારે એકમની કિંમત આપી હોય તેટલાજ આના કે ઉપઆનામાં કેટલું આવે તેની કુંચીઓ, વળી એથી ઉલટી કુંચીઓ, તેમજ રૂપીઆના ભાવ પરથી ભારે તથા હલકા પરિમાણની કિંમત કાઢવાની કુંચીઓ પણ આપી છે. એટલુંજ નહિ પણ જેમ બને તેમ એ વિષયના શિક્ષણમાં સરળતા લાવવાને

૬] ત્રીજા ધોરણનો 'મુખગણિત શિક્ષક' પોણા બે આના.

ખાતર સૌથી અગત્યની વાત એ છે કે પૂર્ણાંક તથા દેશી અપૂર્ણાંકના વર્ગના દાખલા સરળ રીતે ગુણવાની યુક્તિ જાણ્યાથી મહેનત અને વખતનો બચાવ થાય છે, માટે તેવી રીતો તથા કોષ્ટકો પણ આપ્યાં છે. ત્યાર પછી અર્થદર્શક હલકા પરિમાણનું ભારે પરિમાણ અથવા જેને નાણું કરવું કહેવામાં આવે છે, જેમાં બાળકો વારંવાર ભૂલ કરે છે; માટે નાણું કરવાની સરળ રીતો પણ આપી છે. વળી ચારે જાતનાં પરિમાણોના ગુણોત્તરો યાને ભાગો બાળકોના લક્ષમાં હિસાબ પૂછતાંની સાથેજ રમી રહે, એવો મહાવરો થવાને માટે પુષ્કળ ગુણોત્તરોનાં મનોયત્ન આપ્યાં છે,

મનોયત્નના પુષ્કળ હિસાબ આપવામાં આવ્યા છે, પરંતુ એ હિસાબો વ્યહવારમાં લાગુ પાડી શીખવવા ખાસ ભલામણ કરવામાં આવે છે.

છેવટે જણાવવાની રજા લઉં છું કે મુખગણિતનો વિષય જેમ સહેલો થાય, તેમ કરવાનો પ્રયત્ન કીધો છે; જેથી મને સંપૂર્ણ આશા છે કે શિક્ષકો અને વિદ્યાર્થીઓને આ પુસ્તક ખાસ ઉપયોગી થઈ પડશે.

મારા જે જે સુજ્ઞ મિત્રો તરફથી કિંમતી સૂચનાઓ મળી છે તેમના ખરા અંતઃકરણપૂર્વક આભાર માનવાની રજા લઉં છું.

શિક્ષકો પોતાના અનુભવવાળી સૂચના લખી મોકલી આભારી કરશે, એવી આશા રાખું છું.

સુરત
શાહપોર
તા. ૨૯-૩-૧૪

લિ૦ સેવક,

છગનલાલ મોતીરામ શાહ.

# પ્રકરણ ૧.

## કોષ્ટકો.

### અર્થદર્શક પરિમાણો

#### ૧. દેશી નાણાનું.

૧૨ પાઈ=૧ આનો.
૧૬ ઉપઆના=૧ આનો.
૪ પૈસા=૧ આનો.
૫ સુરતી પૈસા=૧ આનો
૬ા દોકડા ૧ આનો.
૧૦૦ બદામ-૧ આનો.

---

૧૬ આના-૧ રૂપીઓ.
૧૦૦ દોકડા=૧ રૂપીઓ.
૮૦ સુરતી પૈસા ૧ રૂપીઓ.

---

#### ૨. અંગ્રેજી નાણાનું.

૪ ફાર્થિંગ=૧ પેની.
૧૨ પેન્સ=૧ શિલિંગ
૨ શિલિંગ=૧ ફ્લોરિન
૨ાા શિલિંગ=અડધો ક્રાઉન
૫ શિલિંગ=૧ ક્રાઉન
૨૦ શિલિંગ-૧ પૌંડ.
૪ ક્રાઉન=૧ પૌંડ.
૨૧ શિલિંગ=૧ ગીની

### ભારદર્શક પરિમાણો

#### ૩. અંગ્રેજી સાધારણ તોલનું.

૧૬ ડ્રામ=૧ ઔંસ.
૧૬ ઔંસ-૧ પૌંડ.
૨૮ પૌંડ-૧ ક્વાર્ટર.
૪ ક્વાર્ટર=૧ હંડ્રવેટ
૨૦ હંડ્રવેટ ૧ ટન.
આ તોલને એવાર્ડુપોઇઝ વજન કહે છે.

#### ૪. દવા તોલવાનું. (અંગ્રેજી)

૨૦ ગ્રેન=૧ સ્ક્રુપલ
૩ સ્ક્રુપલ=૧ ડ્રામ.
૮ ડ્રામ=૧ ઔંસ.
૧૨ ઔંસ-૧ પૌંડ.
આ તોલને એપોથીકરી વજન કહે છે.

#### ૫. સોનું, રૂપું, જવાહીર તોલવાનું (અંગ્રેજી)

૨૪ ગ્રેન=૧ પેનીવેટ.
૨૦ પેનીવેટ=૧ ઔંસ.
૧૨ ઔંસ=૧ પૌંડ.
આ તોલને ટ્રૉય વજન કહે છે.

#### ૬. મોતી તોલવાનું (દેશી)

૧૬ આના=૧ રતી.
૨૪ રતી-૧ ટાંક.

### મહત્વદર્શક પરિમાણો.

#### ૭. અંતર માપવાનું (અંગ્રેજી)

૧૨ ઇંચ=૧ ફુટ.
૩ ફુટ-૧ યાર્ડ
૫ાા યાર્ડ=૧ પોલ.
૪૦ પોલ=૧ ફર્લાંગ.

૮ ફર્લાંગ=૧ માઇલ.
૩ માઇલ=૧ લીંગ.

**૮. અંગ્રેજી ચોરસ માપ.**

૧૪૪ ચોરસ ઇંચ=૧ ચોરસ ફુટ.
૯ ચો. ફુટ=૧ ચોરસ યાર્ડ.
૩૦। ચોરસ યાર્ડ=૧ ચોરસ પોલ.(પર્ચ)
૪૦ પોલ=૧ રૂડ.
૪ રૂડ=૧ એકર.
૬૪૦ એકર=ચોરસ માઇલ

**૯. જમીનની લંબાઈ માપવાનું (અંગ્રેજી)**

૧૬ આના=૩૩ ફુટ=૧ ગુંઠો
૪૦ ગુંઠા=૧ એકર.

---

**૧. બદામની ધાત.**

૫ બદામ=૦। સુરતી પૈસો.
૧૦ બદામ=૦॥ સુ૦ પૈ૦
૧૫ ,, =૦॥। ,,
૨૦ ,, =૧ ,,
૨૫ ,, =૧। ,,

---

૬। બદામ=૦॥। પાઈ=૧ ઉપઆનો.
૧૨॥ ,=૧॥,,=૨ ,,
૧૮॥।,,=૨। ,,=૩ ,,
૨૫ ,,=૩ ,,=૪ ,,

---

૧૬ બદામ=૧ દોકડો.
૨૦ બદામ=૧ સુરતી પૈસો.
૨૫ બદામ=૧ સવાકો.

---

**૨. ઉપઆનાની ધાત.**

૧ ઉપઆનો=૦॥। પાઇ
૨ ,, =૧॥ પાઈ
૩ ,, =૨। પાઇ
૪ ,, =૩ પાઇ
૮ ઉ૦ આ૦=રૂ.૦)૦॥
૧૨ ,, =રૂ.૦)૦॥।
૧૬ ,, =રૂ.૦)-

---

**૩. દોકડાની ધાત.**

૬। દોકડા રૂ. ૦)-
૧૨॥ ,, રૂ. ૦)=
૧૮॥। ,, રૂ. ૦)≡
૨૫ ,, રૂ. ૦।
૩૧। ,, રૂ. ૦।-
૩૭॥ ,, રૂ. ૦।=
૪૩॥। ,, રૂ. ૦।≡
૫૦ ,, રૂ. ૦॥
૫૬। ,, રૂ. ૦॥-
૬૨॥ ,, રૂ. ૦॥=
૬૮॥। ,, રૂ. ૦॥≡
૭૫ ,, રૂ. ૦॥।
૮૧। ,, રૂ. ૦॥।-
૮૭॥ ,, રૂ. ૦॥।=
૯૩॥। ,, રૂ. ૩॥।≡
૧૦૦ ,, રૂ. ૧)
૨૦૦ ,, રૂ. ૨)
૩૦૦ ,, રૂ. ૩)

૪૦૦ દો૦ રૂ. ૪)

૫૦૦ ,, રૂ. ૫)

૬૦૦ ,, રૂ. ૬)

૭૦૦ ,, રૂ. ૭)

૮૦૦ ,, રૂ. ૮)

૯૦૦ ,, રૂ. ૯)

૧૦૦૦ ,, રૂ, ૧૦)

આ મુજબ બદામની

---

**સાડાસાતનો પા.**

૭॥ નો ૦।

૧૫ નો ૦॥

૨૨॥ નો ૦॥।

૩૦ નો ૧

૩૭॥ નો ૧।

૪૫ નો ૧॥

૫૨॥ ના ૧॥।

૬૦ ના ૨

૬૭॥ ના ૨।

૭૫ ના ૨॥

૮૨॥ ના ૨॥।

૯૦ ના ૩

૯૭॥ ના ૩।

૧૦૫ ના ૩॥

૧૧૨॥ ના ૩॥।

૧૨૦ ના ૪

૧૨૭॥ ના ૪।

૧૩૫ ના ૪॥

૧૪૨॥ ના ૪॥।

૧૦૫ ના ૫

આ આંક ગાસ્લી, મહીના અને વ્યાજના હિસાબ કરવામાં ખાસ ઉપયોગી છે.

---

**સુરતી પૈસાની ઘાત.**

૧॥સુ૦પૈ૦રૂ.૦)૦।

૨॥ ,, રૂ. ૦)૦॥

૩॥। ,, રૂ, ૦)૦॥।

૫ ,, રૂ. ૦)-

૧૦ ,, રૂ. ૦)=

૧૫ ,, રૂ. ૦)≡

૨૦ ,, રૂ. ૦।

૨૫ ,, રૂ. ૦।-

૩૦ ,, રૂ. ૦।=

૩૫ ,, રૂ. ૦।≡

૪૦સુ૦પૈ૦રૂ.૦॥

૪૫ ,, રૂ. ૦॥-

૫૦ ,, રૂ. ૦॥=

૫૫ ,, રૂ. ૦॥≡

૬૦ ,, રૂ. ૦॥।

૬૫ ,, રૂ. ૦॥।-

૭૦ , રૂ. ૦॥।=

૭૫ ,, રૂ. ૦॥।≡

૮૦ ,, રૂ. ૧)

૮૫ ,, રૂ. ૧)-

૯૦ ,, રૂ. ૧)=

૯૫ , રૂ. ૧)≡

૧૦૦ ,, રૂ. ૧।

૨૦૦ ,, રૂ. ૨॥

૩૦૦ ,, રૂ. ૩॥।

૪૦૦ ,, રૂ. ૫)

૫૦૦ ,, રૂ. ૬।

૬૦૦ ,, રૂ. ૭॥

૭૦૦ ,, રૂ. ૮॥।

૮૦૦ ,, રૂ. ૧૦

૯૦૦ ,, રૂ. ૧૧।

૧૦૦૦ ,, રૂ. ૧૨॥

---

## સુરતી પૈસાનું નાણાનું સહેલી કરવાની રીત.

પૈસાનો જમણી તરફનો એટલે એકમનો અંક કાપી નાખવો. બાકી રહેલા દશકને બેએ ગુણવાથી આના આવશે .અને કાપેલા એકમ જેટલા સુરતી પૈસા. બેએ ગુણવાથી આના આવે તેનું કારણ એ છે કે દશ પૈસાના બે આના થાય, માટે દશક સુરતી પૈસાને બેએ ગુણવાથી આના આવે.

ઉદાહરણ—૧૪૫ સુરતી પૈસાનું નાણું શું ? ૧૪૫માંથી પાંચડો કાપી નાખ્યો. બાકી ૧૪ દશક રહ્યા, તેને બેએ ગુણવાથી ૨૮ આના, ને ૫ પૈસા જવાબ એટલે ૨૮ આના-રૂ. ૧ાા- જવાબ.

---

૧૨ પાઈ=૧ આનો.
૧૨ મણ=૧ માણી.
૧૨ નંગ=૧ ડઝન.
૧૨ ડઝન=૧ ગ્રોસ.
૧૨ ઇંચ=૧ ફુટ.
૧૨ મહીના=૧ વર્ષ.
૧૨ આંગળ=૧ વેંત.
૧૨ માસા=૧ તોલો.
૧૨ ઔંસ=૧ પૌંડ (ટ્રૉય)

---

૧૨ મણ=૧ માણી.
૯ મણ=૦ાાા માણી.
૬ મણ=૦ાા માણી.
૩ મણ=૦ા માણી.
આ મુજબ ઉપરના કોષ્ટકની.

---

૨૦ નંગ=૧ કોડી.
૨૦ મણ=૧ ખાંડી.
૨૦ ધડી=૧ ભાર.
૨૦ ધા=૧ રીમ.
૨૦વીસવાસી=૧ વસો.
૨૦ વસા=૧ વીઘું.
૨૦ હંડ્રેવેટ=૧ ટન.
૨૦પેનીવેટ=૧ ઔંસ.
૨૦ ગ્રેન=૧ સ્ક્રુપલ.

---

૨૦ મણ=૧ ખાંડી.
૧૫ મણ=૦ાાા ખાંડી
૧૦ મણ=૦ાા ખાંડી
૫ મણ=૦ા ખાંડી.
આ મુજબ ઉપરના કોષ્ટકની.

---

૨૪ મણ=૧ ભાર.
૨૪ તસુ=૧ ગજ.
૨૪ તાવ=૧ ધા.
૨૪ રતી=૧ ટાંક.
૨૪આંગળ=૧ હાથ.
૨૪ ફર્લાંગ=૧ લીંગ.
૨૪ ગ્રેન=૧ પેનીવેટ

---

૨૪ મણ=૧ ભાર.
૧૮ મણ=૦॥। ભાર.
૧૨ મણ=૦॥ ભાર.
૬ મણ=૦। ભાર.
આ મુજબ ઉપર
કોષ્ટકની.

---

૩૨ મણ=૧ ખેડીઉ.
૩૨ વાલ=૧ તોલો.
૩૨ રૂ. ભાર=૧ પૌંડ (ટ્રોય)
૩૨ ક્વાર્ટ=૧ બુશલ.
૩૨ પેંક=૧ ક્વાર્ટર.

---

૩૨ મણ=૧ ખેડીઉં.
૨૪ મણ=૦॥। ખેડીઉં.
૧૬ મણ=૦॥ ખેડીઉ.
૮ મણ=૦। ખેડીઉં.
આ મુજબ ઉપરના
કોષ્ટકની.

૩ ફુટ=૧ વાર=યાર્ડ.
૨। ફુટ=૦॥। વાર.
૧॥ ફુટ=૦॥ વાર.
૦॥। ફુટ=૦। વાર.

---

૧૦૦૦નંગ=૧ હજાર.
૭૫૦નંગ=૦॥। હજાર.
૫૦૦નંગ=૦॥ હજાર.
૨૫૦નંગ=૦। હજાર.

---

૧૦૦ બદામ ૧ આનો.
૧૦૦ દોકડા=૧ રૂપીઓ
૧૦૦ નંગ=૧ સેકડો.

---

૨૫ બદામ=રૂ. ૦)૦।
૫૦ ,, રૂ. ૦)૦॥
૭૫ ,, રૂ. ૦)૦॥।
૧૦૦ ,, રૂ. ૦)–

---

૬। બદામ=૧ઉપઆનો
૬। દોકડા=૧ આનો.

---

૧૬ આના=૧ રૂપીઓ.
૧૬ ઉપઆના=૧આનો
૧૬ ઉપ ઉપઆના=૧ ઉપઆનો.
૧૬ કાચીપાઈ=૧ પાઈ.
૧૬ વીસવાસી=૧બદામ.
૧૬ બદામ=૧ દોકડો.
૧૬ વાલ=૧ ગદિઆણો.
૧૬ મણ ૧ કળશી.
૧૬ અધોળ=૧ શેર.
૧૬ પાયલી ૧ ફરો.
૧૬ ડ્રામ=૧ઔંસ(એવ)
૧૬ ઔંસ=૧ પૌંડ(એવ)
૧૬ચોરસઆના ૧ગુંઠો

---

૧૬×૧=થી ૧૬×૨૦= સુધી મોઢે કરવાથી આનાના રૂપીઆ; ઉપઆનાના આના; ઉપ ઉપઆનાના ઉપઆના; વીસવાસીની બદામ; બદામના દોકડા; અધોળના શેર; અઢીશેરીના મણ; પાયલીના ફરા; દ્રામના ઔંસ; ઔંસના પૌંડ (એવ); વાલના ગદિઆણા; મણની કળશી અને ચોરસ આનાના ગુઠા કરવા સુગમ પડશે,

**ઉદાહરણ:**—૧૪૪ આના, ઉપઆના, ઉપઉપઆના, વીસવાસી, બદામ, વાલ અને મણના; રૂપીઆ, આના, ઉપઆના, બદામ, દોકડા, ગદિઆણા ને કળશી કેટલી?

૧૪૪માં ૧૬ નવવાર છે. માટે ૯ રૂપીઆ, ૯ આના, ૯ ઉપઆના, ૯ બદામ, ૯ દોકડા, ૯ ગદિઆણા ને ૯ કળશી.

૧૨×૧થી ૧૨×૨૦= સુધી મોઢે કરવાથી પાઇના આના; નંગના ડઝન; ડઝનના ગ્રોસ; મણની માણી; મહીનાના વર્ષ; આંગળના વેંત; ઇંચના ફુટ; માસાના તોલા અને ઔંસ ટ્રોયના પૌંડ કરવા સુગમ પડશે.

**ઉદાહરણ:**—૧૪૪ પાઇ, નંગ, ડઝન, મણ, મહીના આંગળ, ઇંચ, માસા, અને ઔંસ ટ્રોયના; આના, ડઝન, ગ્રોસ, માણી, વર્ષ, વેંત, ફુટ, તોલા અને પૌંડ ટ્રોય કેટલા?

૧૪૪માં ૧૨ બારવાર છે. માટે ૧૨ આના, ૧૨ ડઝન, ૧૨ ગ્રોસ, ૧૨ મણી, ૧૨ વર્ષ, ૧૨ વેંત, ૧૨ ફુટ, ૧૨ તોલા અને ૧૨ પૌંડ ટ્રોય,

**પૂર્ણાંક સંખ્યાના વર્ગ કરવાની સહેલી રીતો:—**

પહેલી રીત:—ગુણકના એકમ ગુણ્યમાં મેળવી, તેથી જે એ નવી સંખ્યા બને, તેનો ગુણાકાર કરી, તેમાં ગુણ્ય અને ગુણકના એકમનો ગુણાકાર મેળવવો.

બીજી રીતઃ—ગુણાકાર કરવો સહેલો પડે એવી સંખ્યા ગુણકના એકમમાંથી લઇ ગુણ્યમાં મેળવવી, અને તેથી જે બે નવી સંખ્યા બને તેનો ગુણાકાર કરી, તેમાં ગુણ્ય અને ગુણકની ઉમેરેલી તથા બાદ કરેલી સંખ્યાનો ગુણાકાર મેળવવો. જેમકે ૧૯ નો વર્ગ કરો.

પહેલી રીત—૧૯+૯=૨૮, ૧૯-૯=૧૦, ૨૮×૧૦=૨૮૦,
૯×૯=૮૧. ૨૮૦+૮૧=૩૬૧.

બીજી રીત—૧૯+૧=૨૦, ૧૯-૧=૧૮, ૨૦×૧૮=૩૬૦,
૧×૧=૧, ૩૬૦+૧=૩૬૧.

## આણપાણવાળી સંખ્યાનો વર્ગ કરવાની સહેલી રીતો—

પહેલી રીત—ગુણકની રકમમાં જે પાણો હોય તે ગુણ્યમાં મેળવી, તેથી જે બે નવી સંખ્યાઓ બને, તેનો ગુણાકાર કરી તેમાં ગુણ્ય અને ગુણકની પાણોનો ગુણાકાર મેળવવો.

બીજી રીત—ગુણાકાર કરવો સહેલો પડે એટલી પાણો ગુણકની રકમમાંથી લઇ ગુણ્યમાં મેળવી, અને તેથી જે બે નવી સંખ્યાઓ બને તેનો ગુણાકાર કરી, તેમાં ગુણ્ય અને ગુણકની ઉમેરેલી તથા બાદ કરેલી પાણોનો ગુણાકાર મેળવવો. જેમકે ૭॥ નો વર્ગ કરો.

પહેલી રીત—૭॥+૦॥।=૮॥, ૭॥-૦॥।=૭, ૮॥×૭=૫૯॥,
૦॥।×૦॥।=૦॥-, ૫૯॥+૦॥-=૬૦)-

બીજી રીત—૭॥+૦।=૮, ૭॥-૦।=૭॥, ૮×૭॥=૬૦,
૦।×૦।=૦)-, ૬૦+૦)-=૬૦)-.

## દશક સરખા હોય પણ એકમ સરખા ન હોય એવી કોઈ બે સંખ્યાનો ગુણાકાર કરવાની સહેલી રીત:—

ગુણકમાંના એકમ ગુણ્યમાં મેળવી, તેથી જે બે નવી સંખ્યાઓ બને તેનો ગુણાકાર કરી, તેમાં ગુણ્ય અને ગુણકના એકમનો ગુણાકાર મેળવવો. આ રીત સરખા શતક, હજાર, ઇત્યાદિવાળી બે સંખ્યાઓના ગુણાકારને પણ લાગુ પડશે. તેમજ આણુપાણુવાળી સંખ્યાઓ કે જેના પૂર્ણાંક સરખા હોય તેવી બે સંખ્યાઓના ગુણાકારને પણ લાગુ પડશે, એટલુંજ નહિ પણ વર્ગને પણ લાગુ પડશે. જેમકે

૧૫×૧૭; ૪૫×૪૩; ૧૨૫×૧૩૫; ૩।।×૩।; ૪।।=×૪।.

(૧૫+૭) × (૧૭−૭) + (૫×૭)=૨૨×૧૦+૩૫=૨૫૫.

(૪૫+૩) × (૪૩−૩) + (૫×૩)=૪૮×૪૦+૧૫=૧૯૩૫.

(૧૨૫+૩૫) × (૧૩૫−૩૫)+ (૨૫×૩૫)=૧૬૦×૧૦૦+૮૭૫
=૧૬૮૭૫.

(૩।।+૦।) × (૩।−૦।)+(૦।।×૦।)=૪×૩+૦)≡=૧૨)≡

(૪।।=+૦।) × (૪।−૦।)+(૦।।=×૦।)=૪।।।=×૪+૦)=।।=૧૯।।=।।

| | | | | | |
|---|---|---|---|---|---|
| રૂ. ૦। | નો વર્ગ | રૂ. ૦)- | રૂ ૧।। | ,, | રૂ. ૨। |
| રૂ. ૦।। | ,, | રૂ. ૦। | રૂ. ૧।।। | ,, | રૂ. ૩)- |
| રૂ. ૦।।। | ,, | રૂ. ૦।।- | રૂ. ૨ | ,, | રૂ. ૪ |
| રૂ. ૧ | ,, | રૂ. ૧ | રૂ. ૨। | ,, | રૂ. ૫)- |
| રૂ. ૧। | ,, | રૂ. ૧।।- | રૂ. ૨।। | ,, | રૂ. ૬। |

**પાણોના ગુણાકાર.**

રૂ. ૦ા ×૦ા=રૂ. ૦)–
રૂ. ૦ાા ×૦ા=રૂ. ૦)=
રૂ. ૦ાાા ×૦ા=રૂ. ૦)≡
રૂ. ૦ા ×૦ાા=રૂ. ૦)=
રૂ. ૦ાા ×૦ાા=રૂ. ૦ા
રૂ. ૦ાાા ×૦ાા=રૂ. ૦ા=
રૂ. ૦ા ×૦ાાા=રૂ.૦)≡
રૂ. ૦ાા ×૦ાાા=રૂ.૦ા=
રૂ. ૦ાાા ×૦ાાા=રૂ.૦ાા–

રૂ. ૦)૦ા ×૦ા=રૂ. ૦)૦)–
રૂ. ૦)૦ાા ×૦ા=રૂ. ૦)૦)=
રૂ. ૦)૦ાાા ×૦ા=રૂ. ૦)૦)≡
રૂ. ૦)૦ા ×૦ાા=રૂ. ૦)૦)=
રૂ. ૦)૦ાા ×૦ાા=રૂ. ૦)૦ા
રૂ. ૦)૦ાાા ×૦ાા=રૂ. ૦)૦ા=
રૂ. ૦)૦ા ×૦ાાા=રૂ. ૦)૦)≡
રૂ. ૦)૦ાા ×૦ાાા=રૂ. ૦)૦ા=
રૂ. ૦)૦ાાા ×૦ાાા રૂ. ૦)૦ાા–

## મનોયત્ન ૧.

૧) ૭૨, ૯૬, ૧૯૨, ૨૨૪, ૩૦૮ ઉપઉપઆનાના ઉપઆના; ઉપઆનાના આના; વીનવાસીની બદામ; બદામના દોકડા; વાલના ગદિઆણા, અદીશેરીના મણ; અધોળના શેર, પાયલીના ફરા; ડ્રામના ઔંસ (એવ), ઔંસના પૌંડ (એવ); ચોરસ આનાના ગુંઠા કરો.

૨) ૪૩ાા, ૭૬ા, ૧૨ાા, ૬૭ાા અને ૮૦ રૂપીઆભારના અધોળ તથા શેરની અદીશેરી કહો.

૩) ૪૨ાા, ૫૫, ૯૭ાા, ૧૪ા, ૩૫૮, ૨૭૬, ૪૨૩, ૬૨૯ અને ૫૭૭ાા સુરતી પૈસાનું નાણું કરો.

૪) ૧૫, ૩૭, ૪૮, ૭૫, ૧૪ા, ૨૫ાા, ૩૭ાાનો વર્ગ કરો.

૫) ૧૫×૧૮; ૩૩×૨૭; ૩૫×૩૩; ૧ાા×૧ા; ૨ાા×૨ાાનો ગુણાકાર કહો.

૬) રૂ. ૦ા થી રૂ. ૨ાા સુધીનો વર્ગ કહો.

# પ્રકરણ ૨.

## ગુણોત્તરની સમજ.

એક સંખ્યા બીજી સંખ્યાથી કેટલા ગણી છે અથવા બીજીનો કેટલામો ભાગ છે એ બતાવનારી ત્રીજી સંખ્યાને તે બે સંખ્યાનું *ગુણોત્તર કહે છે. જેમકે ૨૪ એ ૬થી ૪ ગણી છે, માટે ૨૪ અને ૬નું ગુણોત્તર ૪. ૬ એ ૨૪ નો ચોથો $(\frac{૧}{૪})$ ભાગ છે, માટે ૬ અને ૨૪નું ગુણોત્તર $\frac{૧}{૪}$. $\frac{૨}{૭}$ અને $\frac{૮}{૨૧}$નું ગુણોત્તર $\frac{૨}{૭} \div \frac{૮}{૨૧} = \frac{૩}{૪}$ છે.

એકજ જાતની કોઇ બે સંખ્યાનો મુકાબલો બે રીતે થઈ શકે.

૧) એક સંખ્યા બીજીથી કેટલી વધારે અથવા ઓછી છે એમ કહીને.

૨) એક સંખ્યા બીજીથી કેટલા ગણી છે અથવા બીજીનો કેટલામો ભાગ છે એમ કહીને.

જેમકે ૨૪ અને ૬ એ બે સંખ્યાઓ લીધી તો પહેલી રીતે ૨૪ એ ૬થી ૧૮ વધારે છે અથવા ૬ એ ૨૪થી ૧૮ ઓછી છે એમ કહેવાય, અને બીજી રીતે ૨૪ એ ૬ થી ૪ ગણી છે અથવા ૬ એ ૨૪નો ૪થો $(\frac{૧}{૪})$ ભાગ છે એમ કહેવાય. પહેલી રીતમાં બે સંખ્યાની બાદબાકી કરવી પડે છે, અને બીજી રીતમાં પહેલીને બીજીએ ભાગવી પડે છે. ગુણોત્તર કાઢવામાં આ બીજી રીતેજ મુકાબલો કરી શકાય એટલે ૨૪ એ ૬થી ૪ ગણા છે અથવા ૬ એ ૨૪નો ૪થો $(\frac{૧}{૪})$ ભાગ છે. એ યાદ રાખવું.

---

* ગુણોત્તર=(ગુણ=ગણી+ઉત્તર=વધારો)=અમુક ગણો વધારો.

ગુણોત્તર કાઢવામાં બે સંખ્યાનો ક્રમ કાયમ રાખી પહેલીને ભાજ્ય અને બીજીને ભાજક ગણવી, ક્રમ ફેરવી નાખવાથી જવાબ ઉલટાઇ જશે.

જે બે સંખ્યાનું ગુણોત્તર કાઢવું હોય, તે બે સંખ્યા મળીને યુગ્મ કહેવાય છે. ગુણોત્તરની પહેલી સંખ્યાને અગ્રસર અને બીજીને ઉપાગ્રસર કહે છે.

ગુણોત્તર બતાવવાને અગ્રસર અને ઉપાગ્રસર વચ્ચે ભાગાકારના (÷) આવા ચિહ્નનું ટુંકું રૂપ (:) આવાં બે ટપકાં મૂકવામાં આવે છે; જેમ ૩ને ૪નું ગુણોત્તર ૩ : ૪ આમ લખાય. અને વાંચવું હોય ત્યારે ૩ જેમ ૪ને છે એમ બોલાય. ૩ અને ૪ એ બન્ને પદ કહેવાય.

અગ્રસર અને ઉપાગ્રસર વચ્ચે ભાજ્ય અને ભાજકનો સંબંધ છે, એટલે અગ્રસર અંશ અને ઉપાગ્રસર છેદ ગણી અપૂર્ણાંક લખવાથી તેમનું ગુણોત્તર નીકળે છે; માટે **ગુણોત્તર કાઢવાને પહેલી સંખ્યાને બીજી સંખ્યાએ ભાગવી** પડે છે, આ ઉપરથી સ્પષ્ટ છે કે અપૂર્ણાંકના અંશ અને છેદ વચ્ચે જે સંબંધ છે, તેવોજ સંબંધ બે સંખ્યાના ગુણોત્તર વચ્ચે છે.

અપૂર્ણાંકના અંશ અને છેદને એકજ રકમે ગુણવાથી અથવા ભાગવાથી કિંમતમાં ફેર પડતો નથી, તેમજ જે બે સંખ્યાનું ગુણોત્તર કાઢવું હોય તે બે સંખ્યાઓને પણ એકજ રકમે ગુણવાથી અથવા ભાગવાથી ગુણોત્તરની કિંમતમાં ફેર પડતો નથી. જેમ ૩ અને ૪ એ બે સંખ્યાનું ગુણોત્તર $\frac{૩}{૪}$ છે. હવે ૩ને ૪એ ગુણ્યા અને ૪ને પણ ૪એ ગુણ્યા તો ૧૨ અને ૧૬ એ બે સંખ્યા થઈ

તો એ બે સંખ્યાનું ગુણોત્તર ૧૨/૧૬ અથવા ૬/૮ એ એકનું એકજ છે. ૩ને ૪એ ભાગવાથી ૩/૪ અને ૪ને ૪એ ભાગવાથી ૧, એટલે ૩/૪ ને ૧ એ બે સંખ્યાઓ થઇ તો એ બે સંખ્યાઓનું ગુણોત્તર પણ ૩/૪જ છે.

૧૨ કેરી ૪ કેરીથી કેટલા ગણી છે એમ કહી શકાય. પરંતુ ૧૨ મણ ૪ કેરીથી કેટલા ગણા છે એમ કહેવાય નહિ. આ ઉપરથી જણાય છે કે **ગુણોત્તર હમેશાં બે એકજ જાતની સંખ્યાઓ વચ્ચે નીકળે શકે.** પરિમાણની જાત એકજ હોય પણ નામ જુદાં હોય તો બંનેને એક નામમાં લાવી ગુણોત્તર કાઢવું. જેમકે ૧ રૂપીઓ ને એક આનો; ૧ મણ ને ૧ શેર; ૧ ગજ ને ૧ તસુ; ૧ કલાક ને ૧ સેકંડનું ગુણોત્તર કાઢવું હોય તો ૧ રૂપીઓ=૧૬ આના, માટે ૧૬ આના ને એક આનાનું ગુણોત્તર ૧૬. ૧ મણ=૪૦ શેર, માટે ૪૦ શેર ને ૧ શેરનું ગુણોત્તર ૪૦. ૧ ગજ=૨૪ તસુ, માટે ૨૪ તસુ ને તસુનું ગુણોત્તર ૨૪. ૧ કલાક=૩૬૦૦ સેકંડ, માટે ૩૬૦૦ સેકંડ ને એક સેકંડનું ગુણોત્તર ૩૬૦૦. વળી આ ઉપરથી એમ પણ જણાય છે કે **કોઈ પણ એકજ જાતનાં બે પરિમાણોનું ગુણોત્તર તેના કોષ્ટક જેટલુંજ આવે છે.**

૩ રૂપીઆ ને ૩ આના; ૩ મણ ને ૩ શેર; ૩ ગજ ને ૩ તસુ; ૩ કલાક ને ૩ સેકંડનું ગુણોત્તર ૧૬; ૪૦; ૨૪ અને ૩૬૦૦ છે. આ ઉપરથી એમ જણાય છે કે **કોઇ પણ એકજ જાતનાં સરખી સંખ્યાવાળા બે પરિમાણોનું ગુણોત્તર પણ તેના કોષ્ટક જેટલુંજ આવે છે.**

૩ રૂપીઆ ને ૧ આનો; ૩ મણ ને ૧ શેર; ૩ ગજ ને ૧ તસુ; ૩ કલાક ને સેકંડનું ગુણોત્તર કહો. જવાબ ૪૮, ૧૨૦, ૭૨ અને ૧૦૮૦૦. જુઓ ત્યારે આ ઉપરથી સમજાય છે કે **અગ્રસરનો જેટલામો ભાગ ઉપાગ્રસર હોય તે ભાગે તે પરિમાણોના કોષ્ટકને ગુણવાથી ગુણોત્તર નીકળે છે.**

૩ રૂપીઆ ને ૬ આના; ૩ મણ ને ૬ શેર; ૩ ગજ ને ૬ તસુ; ૩ કલાક ને ૬ સેકંડનું ગુણોત્તર કેટલું? જવાબ ૮, ૨૦, ૧૨, ૧૮૦૦. જુઓ ત્યારે આ ઉપરથી સમજાય છે કે **અગ્રસર કરતાં ઉપાગ્રસર જેટલા ગણો હોય તેટલા ગણાએ તે પરિમાણોના કોષ્ટકને ભાગવાથી ગુણોત્તર નીકળે છે.**

* વિશેષ સંખ્યાને વિશેષ સંખ્યાએ ભાગવાથી જવાબ સાદી સંખ્યા આવે છે. માટે જુદાં જુદાં વિવિધ પરિમાણો અથવા એકજ જાતની વિશેષ સંખ્યાઓનું ગુણોત્તર સાદી સંખ્યા આવે એ સ્પષ્ટ છે. જેમકે ૧૫ મણ ને ૩ મણનું ગુણોત્તર ૩ મણ નહિ, પણ ૩ સાદી સંખ્યા છે.

## મનોયત્ન ૨.

| | |
|---|---|
| રૂપીઆના આના કેટલા? | મણના શેર કેટલા? |
| આનાની પાઈ કેટલી? | શેરના અધોળ કેટલા? |
| માણીના મણ કેટલા? | શેરના રૂા. ભાર કેટલા? |
| ડઝનનાં નંગ કેટલા? | ખાંડીના મણ કેટલા? |

---

* સંખ્યાની સાથે કોઇ વસ્તુનું નામ આવે ત્યારે તેને વિશેષ સંખ્યા કહે છે. જેમકે ૫ રૂપીઆ, ૩ મણ, ૨ ગજ, ૪ વર્ષ વગેરે. આમાં ૫, ૩, ૨, ૪ વિશેષ સંખ્યા છે.

ભારના મણ કેટલા ?
ભારની ઘડી કેટલી ?
તોલાના વાલ કેટલા ?
તોલાની રતી કેટલી ?
ગદિઆણાના વાલ કેટલા ?
વાલની રતી કેટલી ?
ગદિઆણાની રતી કેટલી ?
ગજના તસુ કેટલા ?
રીમના ઘા કેટલા ?
સેંકડાના નંગ કેટલા ?
મહીનાના દિવસ કેટલા ?
ગાલ્લીના મણ કેટલા ?
ગાલ્લીના દશશેરા કેટલા ?
વર્ષના દિવસ કેટલા ?
રૂપીઆના દોકડા કેટલા ?
આનાની બદામ કેટલી ?
પૌંડના શિલિંગ કેટલા ?
આનાના ઉપઆના કેટલા ?
પાવલાની પાઇ કેટલી ?
૭ રૂપીઆના આના કરો.
૮ આનાની પાઇ કરો.

૪ શેરના પાશેરા કરો.
૮ મણના શેર કરો.
૩ કોડીના નંગ કરો.
૬ ગાલ્લીના મણ કરો.
૦॥ રૂપીઆના આના કરો.
૧॥ રૂપીઆના આના કરો.
૩॥ શેરના અધોળા કરો.
૧॥ શેરના નવટાંક કરો.
૧॥ મણની પાંચશેરી કરો.
૧। ગદિઆણાની રતી કરો.
૧॥ ખાંડીના મણ કરો.
૩। ડઝનનાં નંગ કરો.
૧। પૌંડની શિલિંગ કરો.
૧॥ શિલિંગના પેન્સ કરો.
૧। પેન્સના ફાર્ધિંગ કરો.
૪। રૂપીઆના દોકડા કરો.
૩॥ આનાના ઉપઆના કરો.
૨॥ આનાની બદામ કરો.
૧॥ તોલાના વાલ કરો.
૩॥ ગજના તસુ કરો.

---

૨૪ આનાના રૂપીઆ કેટલા ?
૪૮ રતીના ગદીઆણા કેટલા ?

૧૮ મણની માણી કેટલી ?
૪૦ નંગની કોડી કેટલી ?

૨૪ મણુની કળશી કેટલી?
૨૫ શિલિંગના પૌંડ કેટલા?
૬૪ વાલના તોલા કેટલા?
૨૮ પાશેરના શેર કેટલા?
૩૨ વાલના ગદિઆણા કેટલા?
૩૨ મણુની કળશી કેટલી?
૮ માણીના ભાર કેટલા?
૬ મણુની ધડી કેટલી?

૧૨ કળશીના બેડીઆં કેટલાં?
૬ ખાંડીની ગાલ્લી કેટલી?
૧૫ ભારની માણી કેટલી?
૭ બેડીઆંની કળશી કેટલી?
૩ ગાલ્લીની ખાંડી કેટલી?
૫ ધડીના મણ કેટલા?
૧। સેકડાની કોડી કેટલી?
૦॥ હજારના સેંકડા કેટલા?

---

## મનોયત્ન ૩.

નીચેના પરિમાણોનું ગુણોત્તર કાઢો.

| | | |
|---|---|---|
| ૮ ને ૪ | ૧/૨ ને ૧/૪ | શેર : નવટાંક |
| ૪ ને ૮ | ૫/૧૬ ને ૬/૧૫ | મણ : પાંચશેરી |
| ૨૫ ને ૫ | ૭/૧૬ ને ૧૪/૧૬ | ડઝન : નગ |
| ૫ ને ૨૫ | ૮ કેરી ને ૪ કેરી | ગ્રોસ : ડઝન |
| ૧૦ ને ૧૦૦૦ | ૪ મણ ને ૮ મણ | ભાર : ધડી |
| ૦॥। ને ૦। | રૂપીઓ : આનો. | ગજ : તસુ |
| ૦। ને ૦॥। | પાવલું : પાઈ | ભાર : મણ |
| ૦॥ ને ૦। | આનો : પાઇ | બેડાઉ : મણ |
| ૦। ને ૦॥ | આનો : દોઢ પાઇ | ગાલ્લી : મણ |
| ૩/૪ ને ૧/૪ | માણી : મણ | મહીનો : દિવસ |
| ૧/૪ ને ૩/૪ | મણ : શેર | પૌંડ : શિલિંગ |
| ૧/૪ ને ૧/૨ | શેર : રૂા. ભાર | શિલિંગ : પેન્સ |

| | | |
|---|---|---|
| પેન્સ : ફાર્ધિંગ | તોલો : વાલ | રીમ : ધા |
| ટન : હંડ્રવેટ | ગદિઆણો : વાલ | પેનીવેટ : ગ્રેન |
| રૂડ : પોલ | તોલો : રતી | |
| એકર : ગુંઠો | ગદિઆણો : રતી | માઇલ : ફર્લાંગ |
| વર્ષ : દિવસ | ધા : તાવ | |

---

| | | |
|---|---|---|
| આઁસ(ટ્રોય): પૌંડ | તસુ : ગજ | પોલ : રૂડ |
| આના : રૂપીઆ | મણ : ભાર | રૂડ : એકર |
| પાઈ : પાવલું | મણ : બેડીલું | ગુંઠો : એકર |
| પાઇ : આનો | મણ : ગાલ્લી | દિવસ : વર્ષ |
| દોકડપાઈ : આનો | મણ : કળશી | વાલ : તોલો |
| મણ : માણી | મણ : મુડો | વાલ : ગદિઆણો |
| શેર : મણ | મહીનો : વર્ષ | રતી : તોલો |
| રૂ.ભાર : શેર | દિવસ : મહીનો | રતી : ગદિઆણો |
| નવટાંક : મણ | શિલિંગ : પૌંડ | તાવ : ધા |
| નંગ : ડઝન | પેન્સ : શિલિંગ | ગ્રેન : પેનીવેટ |
| ડઝન : ગ્રોસ | ફાર્ધિંગ : પેની | ફર્લાંગ : માઇલ |
| ઘડી : ભાર | હંડ્રવેટ : ટન | |

---

## મનોયત્ન ૪.

| | | |
|---|---|---|
| રૂપીઓ : બેઆની | રૂપીઓ : ૧૦ દોકડા | રૂપીઓ : ૧૬ દોકડા |
| રૂપીઓ : ૧૨॥ દો. | રૂપીઓ : ૮ સું૦પૈસા | રૂપીઓ : ૫ સું૦પૈસા |
| રૂપીઓ : ૧૦ સું૦ પૈસા | રૂપીઓ : ૧૬ પાઇ | રૂપીઓ : ૫ દોકડા |
| | રૂપીઓ : ૧ આના | રૂપીઓ : ૪ સું૦પૈસા |

| | | |
|---|---|---|
| રૂપીઓ : ૮ પાઈ | રૂપીઓ : ૦॥। પાઇ | આનો : ૦। સુ૦પૈસો |
| રૂપીઓ : ૬ પાઇ | રૂપીઓ : ૫ બદામ | આનો : ૦। પાઇ |
| રૂપીઓ : ૨॥ દોકડા | રૂપીઓ : ૦।સુ૦પૈસો | આનો : ૦॥ ઉ૦આ૦ |
| રૂપીઓ : ૨ સુ૦પૈસા | આનો : ૧ અધેલો | આનો : ૨॥ બદામ |
| રૂપીઓ : ૪ પાઇ | આનો : ૨ ઉ૦આ૦ | આનો : ૦। પાઈ |
| રૂપીઓ : ૧ પૈસો | આનો : ૧૨॥ બ. | આનો : ૦। ઉ૦આ૦ |
| રૂપીઓ : ૩ પાઇ | આનો : ૧૦ બદામ | આનો : ૫ વીસ૦ |
| રૂપીઓ : ૨૫ બદામ | આનો : ૦॥ સુ૦ પૈ. | આનો : ૧/૨ પાઇ |
| રૂપીઓ : ૪ઉ૦આના | આનો : ૧ પાઇ | આનો : ૧ બદામ |
| રૂપીઓ : ૨ પાઇ | આનો : ૧ ઉ૦આ૦ | આનો : ૧ ઉપ |
| રૂપીઓ : ૧ દોકડો | આનો : ૬। બદામ | ઉપઆનો |
| રૂપીઓ : ૧ ઉ.આનો | આનો : ૫ બદામ | આનો : ૫ વીસવાસી |

---

## મનોયત્ન ૫.

| | | |
|---|---|---|
| પૈંડ : ૨॥ શિ. | પૈંડ : ૬ પેન્સ | શિલિંગ : ૬॥ પેન્સ |
| પૈંડ : ૨ શિલિંગ | પૈંડ : ૫ પેન્સ | શિલિંગ : ૧ પેની |
| પૈંડ : ૧ શિ. ૪ પે | પૈંડ : ૪ પેન્સ | શિલિંગ : ૦॥। પેની |
| પૈંડ : ૬। શિલિંગ | પૈંડ : ૨॥ પેન્સ | શિલિંગ : ૨ ફાર્ધિંગ |
| પૈંડ : ૧ શિલિંગ | પૈંડ : ૨ પેન્સ | શિલિંગ : ૧॥ ફા૦ |
| પૈંડ : ૧૦ પેન્સ | પૈંડ : ૧ પેન્સ | શિલિંગ : ૧ ફાર્ધિંગ |
| પૈંડ : ૮ પેન્સ | પૈંડ : ૩॥ ફા. | શિલિંગ : ૦॥। ફા૦ |
| પૈંડ : ૭॥ પેન્સ | પૈંડ : ૦॥। પેની | શિલિંગ : ૦॥ ફા૦ |

---

## મનોયત્ન ૬.

| | | |
|---|---|---|
| માણી : ૬ મણ | ધડી : ૨ શેર | ખાંડી : ૦॥ મણ |
| માણી : ૪ મણ | ધડી : ૧॥ શેર | મણ : ૨૦ શેર |
| માણી : ૩ મણ | ધડી : ૧ શેર | મણ : ૧૦ શેર |
| માણી : ૨ મણ | ધડી : ૦॥ શેર | મણ : ૮ શેર |
| માણી : ૧॥ મણ | તોલો : ગદિઆણો | મણ : ૫ શેર |
| માણી : ૧ મણ | તોલો : ૩૨ રતી | મણ : ૪ શેર |
| માણી : ૦॥ મણ | તોલો : ૮ વાલ | મણ : ૨॥ શેર |
| ધા : ૧૨ તાવ | તોલો : ૧૬ રતી | મણ : ૨ શેર |
| ધા : ૮ તાવ | તોલો : ૪ વાલ | મણ : ૧। શેર |
| ધા : ૬ તાવ | તોલો : ૮ રતી | મણ : ૧ શેર |
| ધા : ૪ તાવ | તોલો : ૨ વાલ | સેંકડો : ૫૦ નંગ |
| ધા : ૩ તાવ | તોલો : ૪ રતી | સેંકડો : ૨૫ નંગ |
| ધા : ૨ તાવ | તોલો : ૧ વાલ | સેંકડો : ૨૦ નંગ |
| ધા : ૧॥ તાવ | તોલો : ૨ રતી | સેંકડો : ૧૨॥ નંગ |
| ધા : ૦॥ તાવ | તોલો : ૦॥ વાલ | સેંકડો : ૧૦ નંગ |
| ધડી : ૨૪ શેર | તોલો : ૧ રતી | સેંકડો : ૬। નંગ |
| ધડી : ૧૬ શેર | ખાંડી : ૧૦ મણ | સેંકડો : ૫ નંગ |
| ધડી : ૧૨ શેર | ખાંડી : ૫ મણ | સેંકડો : ૪ નંગ |
| ધડી : ૮ શેર | ખાંડી : ૪ મણ | સેંકડો : ૨॥ નંગ |
| ધડી : ૬ શેર | ખાંડી : ૨॥ મણ | સેંકડો : ૨ નંગ |
| ધડી : ૪ શેર | ખાંડી : ૨ મણ | સેંકડો : ૧ નંગ |
| ધડી : ૩ શેર | ખાંડી : ૧ મણ | હજાર : ૫૦૦ નંગ |

| | | |
|---|---|---|
| હજાર : ૨૫૦ નંગ | હજાર : ૨૦ નંગ | મહીનો : ૩॥ દિ० |
| હજાર : ૨૦૦ નંગ | હજાર : ૧૨॥ નંગ | મહીનો : ૩ દિવસ |
| હજાર : ૧૨૫ નંગ | હજાર : ૧૦ નંગ | મહીનો : ૨॥ દિવસ |
| હજાર : ૧૦૦ નંગ | મહીનો : ૧૫ દિવસ | મહીનો : ૨ દિવસ |
| હજાર : ૬૨॥ નંગ | મહીનો : ૧૦ દિવસ | મહીનો : ૧॥ દિવસ |
| હજાર : ૫૦ નંગ | મહીનો : ૭॥ દિવસ | મહીનો : ૧। દિવસ |
| હજાર ; ૪૦ નંગ | મહીનો : ૬ દિવસ | મહીનો : ૧ દિવસ |
| હજાર : ૨૫ નંગ | મહીનો : ૫ દિવસ | |

---

## મનોયત્ન ૭.

| | | |
|---|---|---|
| ગાલ્લી : ૦। મણ | ૫ નવટાંક : ૧। રૂ.ભા. | ૧॥ દિવસ : વર્ષ |
| ૪ શેર : માણી | ૩૬ રતી : ૦॥ તોલો | ૧। ભાર : ૦॥ મણ |
| ૮ શેર : ૩।. ભાર | ૦॥ ઔંસ (ટ્રૉય) : ૧૮૦ ગ્રેન | ૩૬ દિવસ : ૨ વર્ષ |
| ૩ પૌંડ : ૨ શિલિંગ | | ૫ મોઇલ : ૨ માઇલ |
| અઢીશેરી : મણ | ૩ એકર : ૨ ગુંઠા | ૧૨॥ દોકડા : ૬। આ० |
| અડધો પૌંડ : પેની | ૧। વર્ષ : ૩ માસ | ૧૮॥ દોકડા : ૩ આ० |
| ૧૦ આના : પાઈ | ૩॥ શેર : ૧૫ શેર | ૪૮ શેર : ૧ ઘડી |
| ગજ : ૨ તસુ | ૨॥ રૂપીઆ : ૪ આના | ૧૨ માસા : ૯૬ રતી |
| ૨ તસુ : ગજ | ૧॥ મણ : ૩ શેર | ૯૬ રતી : ૨ ગદિ. |
| ૦॥ રૂપીઓ : ૧૨॥ દો. | ૦॥ મણ : બેડીઉં | રૂ. ૦॥=: રૂ. ૬૦ |
| ૦॥ આનો : ૬। બદામ | ૧॥ રતી : તોલો | ૨ પૌંડ : ૩ પેન્સ |
| ૧૦ શેર : ગાલ્લી | ૬૪ શેર : કળશી | ૩ કોડી : ૪ નંગ |
| ૫૦ બદામ : ૦॥ આ० | ગાલ્લી : ૭૫ શેર | ૧॥ મણ : ૫ શેર |

## મનોયત્ન ૮.

૩ રૂપીઆ : ૩ આના
૭ આના : ૭ પાઈ
૩ પૌંડ : ૩ શિલિંગ
૪ શિલિંગ : ૪ પેન્સ
૪ માણી : ૪ મણ
૮ તોલા : ૮ વાલ
૨ તોલા : ૨ રતી
૭ ટન : ૭ હંડ્રવેટ
૩ ગાલ્લી : ૩ મણ

૨ વર્ષ : ૨ મહીના
૩ મહીના : ૩ દિવસ
૭ મણ : ૭ શેર
૭ શેર : ૭ અધોળ
૩ શેર : ૩ પાશેર
૫ દોકડાં : ૫ બદામ
૩ રૂપીઆ : ૩ દોકડા
૮ રૂપીઆ : ૮ પાવલા
૪ આના : ૪ ઉપઆના
૩ પૈસા : ૩ પાઇ

---

૧। રૂપીઓ : ૧। આનો
૧॥ આનો : ૧॥ પાઈ
૨। પૌંડ : ૨। શિલિંગ
૩॥ પૌંડ : ૩॥ શિલિંગ
૩। માણી : ૩। મણ
૨॥ મણ : ૨॥ શેર
૧॥। શેર : ૧॥। રૂપીઆભાર
૩॥ શેર : ૩॥ અધોળ
૧॥ ડઝન : નંગ
૨। ગ્રોસ : ૨। ડઝન
૧। તોલો : ૧। વાલ

૨॥ વાલ : ૨॥ રતી
૧। ગદિઆણો : ૧। વાલ
૧॥ ખેડીકું : ૧॥ મણ
૦॥ ગાલ્લી : ૦॥ મણ
૦॥। શેર : ૦॥। અધોળ
૦। મણ : ૦। શેર
૦॥। રૂપીઓ : ૦॥। દોકડો
૦॥ આનો : ૦॥ બદામ
૦॥ દોકડો : ૦॥ મણ
૦। બદામ : ૦। વીસવાસી
૧। આનો : ૧। બદામ

## મનોયત્ન ૯.

૪ પૈસા : ૪ આના
૩ આના : ૩ રૂપીઆ
૩ તસુ : ૩ ગજ
૭ વાલ : ૭ તોલા
૪ તાવ : ૪ ધા
૭ પેન્સ : ૭ શિલિંગ
૩ ફાર્ધિંગ : ૩ પેન્સ
૨ પેન્સ : ૨ પૌંડ

૫ દોકડા : ૫ રૂપીઆ.
૧॥ વાલ : ૧॥ તોલો.
૨॥ શેર : ૨॥ મણ,
૨॥ તસુ : ૨॥ ગજ
૧॥ ડઝન : ૧॥ ગ્રોસ
૧॥ આનો ૧॥ રૂપીઓ.
૦। આનો : ૦। રૂપીઓ
૦॥ શિલિંગ : ૦॥ પૌંડ.
૦।॥ પેન્સ : ૦।॥ શિલિંગ.

---

## મનોયત્ન ૧૦.

૪ રૂપીઆ : ૨ આના.
૬ શેર : ૩ રૂપીઆભાર
૪ મણ : ૨ શેર
૭ ખાંડી : ૩॥ મણ

૮ શેર : ૪॥ અધોળ.
૭ તોલા : ૩॥ વાલ.
૨ ગદિઆણા : ૧ વાલ.
૩ મણ : ૧॥ શેર.

---

૩ ગ્રોસ : ૦।॥ ડઝન
૮ મણ : ૨ શેર.
૪ વર્ષ : ૧ માસ.
૬ ગાલ્લી : ૧॥ મણ.
૨ એડીઆ : ૦॥ મણ.

૧૪ રૂપીઆ : ૩॥ દોકડા
૩ આના : ૦।॥ બદામ.
૪ આના : ૧ પાઈ
૩ પૌંડ : ૦।॥ શિલિંગ
૪ શિલિંગ : ૧ પેન્સ.

---

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ આના | : | ૨ પાઇ. | ૮ મણ | : | ૧૬ શેર. |
| ૧॥ મણ | : | ૩ શેર. | ૨ ખાંડી | : | ૪ મણ. |
| ૫ દોકડા | : | ૧૦ બદામ. | ૩ ગાલ્લી | : | ૬ મણ. |
| ૪ રૂપીઆ | : | ૮ આના | ૪ તોલા | : | ૮ વાલ. |
| ૩ શેર | : | ૬ રૂપીઆભાર. | ૩ ગદિયાણા | : | ૬ રતી. |
| ૫ શેર | : | ૧૦ અધોળ. | ૨ ડઝન | : | ૪ નંગ. |
| | | | ૩ ટન | : | ૬ હંડ્રવેટ. |

---

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨ મણ | : | ૮ શેર | ૩ આના | : | ૧૨ ઉપઆના. |
| ૨ વર્ષ | : | ૮ દિવસ. | ૩ બદામ | : | ૧૨ વીસવાસી. |
| ૩ ભાર | : | ૧૨ મણ. | ૨ પૌંડ | : | ૮ શિલિંગ. |
| ૩ શેર | : | ૧૨ અધોળ. | ૩ પેન્સ | : | ૧૨ શિલિંગ. |
| ૩ રૂપીઆ | : | ૧૨ દોકડા. | ૩ શિલિંગ | : | ૧૨ પૌંડ |
| ૪ આના | : | ૧૬ દોઢપાઇ. | ૩ આના | : | ૧૨ રૂપીઆ. |
| | | | ૩ પાઇ | : | ૧૨ આના. |

---

## મનોયત્ન ૧૧.

૧) ૧॥ મણ ને કેટલા શેરનું ગુણોત્તર ૧૨ ?

૨) ૧। શેર ને કેટલા રૂપીઆભારનું ગુણોત્તર ૮ ?

૩) ૧। રૂપીઓ ને કેટલા આનાનું ગુણોત્તર ૮ ?

૪) ૧૨॥ દોકડા ને કેટલા પૈસાનું ગુણોત્તર ૧૦ ?

૫) ૨॥ પૌંડ ને કેટલા શિલિંગનું ગુણોત્તર ૨૦ ?

૬) ૧॥ કળશી ને કેટલા મણનું ગુણોત્તર ૨૪ ?

૭) ૪ ગાલ્લી ને કેટલી ખાંડીનું ગુણોત્તર ૮ ?

૮) ૨ વર્ષ ને કેટલા દિવસનું ગુણોત્તર ૨૪ ?

૯) ૩॥ રૂપીઆ ને કેટલા આનાનું ગુણોત્તર ૧૨ ?
૧૦) ૫ નંગ ને કેટલા સેંકડાનું ગુણોત્તર $\frac{૧}{૨૦}$ ?
૧૧) ૨૪ પાઈ ને કેટલા આનાનું ગુણોત્તર $\frac{૧}{૪}$ ?
૧૨) ૨૪ ડઝન ને કેટલા ગ્રોસનું ગુણોત્તર $\frac{૧}{૬}$ ?
૧૩) કેટલા શેર ને ૩ નવટાંકનું ગુણોત્તર ૪ ?
૧૪) કેટલા શિલિંગ ને ૬ પેન્સનું ગુણોત્તર ૨૪ ?
૧૫) કેટલી ઘડી ને ૩ શેરનું ગુણોત્તર ૧૬ ?
૧૬) કેટલા શેર ને ૫ નવટાંકનું ગુણોત્તર ૮ ?
૧૭) કેટલા રૂપીઆ ને ૩ આનાનું ગુણોત્તર ૧૬ ?
૧૮) કેટલા રીમ ને ૩ ગાંસડીનું ગુણોત્તર $\frac{૧}{૧૦}$ ?
૧૯) કેટલા આના ને ૧॥ રૂપીઆનું ગુણોત્તર $\frac{૧}{૨}$ ?
૨૦) કેટલી પાઇ ને ૩ રૂપીઆનું ગુણોત્તર $\frac{૧}{૧૯૨}$ ?
૨૧) કેટલા શેર ને ૨ મણનું ગુણોત્તર $\frac{૧}{૨૦}$ ?

**સૂચના**—૨૨ થી ૪૦ સવાલના જવાબ અનેક આવશે.

૨૨) કેટલા રૂપીઆ ને કેટલા આનાનું ગુણોત્તર ૮ ?
૨૩) કેટલા મણ ને કેટલા શેરનું ગુણોત્તર ૪૦ ?
૨૪) કેટલા શેર ને કેટલા નવટાંકનું ગુણોત્તર ૮ ?
૨૫) કેટલી ખાંડીને કેટલા મણનું ગુણોત્તર ૨૦ ?
૨૬) કેટલી ગાલ્લી ને કેટલા મણનું ગુણોત્તર ૩૦ ?
૨૭) કેટલાં બેડીઆં ને કેટલા મણનું ગુણોત્તર ૩૨ ?
૨૮) કેટલા તોલા ને કેટલા વાલનું ગુણોત્તર ૩૨ ?
૨૯) કેટલા એકર ને કેટલા ગુંઠાનું ગુણોત્તર ૪૦ ?
૩૦) કેટલા ધા ને કેટલા તાવનું ગુણોત્તર ૨૪ ?

૩૧) કેટલી ઘડી ને કેટલા શેરનું ગુણોત્તર ૪૮ ?
૩૨) કેટલા ઔસ ને કેટલા ડઝનનું ગુણોત્તર ૪૮?
૩૩) કેટલા આના ને કેટલી પાઈનું ગુણોત્તર ૧૨ ?
૩૪) કેટલા શિલિંગ ને કેટલા પેન્સનું ગુણોત્તર ૧૨ ?
૩૫) કેટલા રૂપીઆ ને કેટલા દોકડાનું ગુણોત્તર ૧૦૦ ?
૩૬) કેટલા પોંડ ને કેટલા શિલિંગનું ગુણોત્તર ૨૦ ?
૩૭) કેટલા રૂપીઆ ને કેટલા આનાનું ગુણોત્તર ૧૬ ?
૩૮) કેટલા રૂપીઆ ને કેટલા પૈસાનું ગુણોત્તર ૬૪ ?
૩૯) કેટલા શિલિંગ ને કેટલા પૌંડનું ગુણોત્તર ૧/૨૦ ?
૪૦) કેટલા દોકડા ને કેટલા રૂપીઆનું ગુણોત્તર ૧/૧૦૦ ?

# પ્રકરણ ૩.

## તમામ ગુણોત્તરમાં લાગુ પડતી રીતો.

**૧) ભારે પરિમાણ ઉપરથી હલકા પરિમાણની કિંમત કાઢવાની રીત:—**

ભારે પરિમાણની કિંમતને, હલકા પરિમાણ અને ભારે પરિમાણના ગુણોત્તરે ગુણવા. ગુણાકાર ભારે પરિમાણની કિંમતની જાતનો આવશે.
જેમકે દા. ૧) રૂ. ૨૫ાા એ તોલો તો ૪ વાલનું શું ?

ભારે પરિમાણની કિંમત રૂ.૨૫ાાને હલકા પરિમાણ ૪ વાલ ને ભારે પરિમાણ એક તોલાના ગુણોત્તર ૧/૮ ગુણ્યા તો રૂ. ૨૫ાા×૧/૮=રૂ. ૩)

અથવા*૧/૮ રૂપીઆ=૨ આના. માટે ૨૫॥×૨=૫૧ આના=રૂ. ૩)≡

દા. ૨) રૂ. ૬૩એ ગાલ્લી તો ૧૨ શેરનું શું ?

ભારે પરિમાણની કિંમત રૂ. ૬૩)ને હલકા પરિમાણ ૧૨ શેર ને ભારે પરિમાણ એક ગાલ્લીના ગુણોત્તર ૧/૬૦૦થી ગુણ્યા તો રૂ. ૬૩×૧/૧૦૦=૬૩ દોકડા=રૂ. ૦॥= ૦॥ દોકડો. અથવા ૧/૬૦૦ રૂપીઆ=૧ દોકડો. માટે ૬૩×૧=૬૩ દોકડા=રૂ. ૦॥= ૦॥ દોકડો.

દા. ૩) ભા ખાંડીના રૂ. ૫૨॥ તો ૩૦ શેરનું ?

ભારે પરિમાણની કિંમત રૂ. ૫૨॥ને હલકા પરિમાણ ૩૦ શેર ને ભારે પરિમાણ ભા ખાંડીના ગુણોત્તર ૧/૨૦૦થી ગુણ્યા તો રૂ. ૫૨॥×૧/૨૦૦=૨૬। દોકડા=રૂ. ૦।૧। દોકડો અથવા ૧/૨૦૦ રૂપીઆ =૦॥ દોકડો, માટે ૫૨॥×૦॥= ૨૬। દોકડા=રૂ. ૦। ૧। દોકડો.

**૨) હલકા પરિમાણ ઉપરથી ભારે પરિમાણની કિંમત કાઢવાની રીતઃ—**

હલકા પરિમાણની કિંમતને,ભારે પરિમાણ ને હલકા પરિમાણના ગુણોત્તરે ગુણવા. ગુણકાર હલકા એકમની કિંમતની જાતનો આવશે. જેમકે **દા.** ૧) રૂ. ૦)=॥નું ૧। શેર તો મણનું શું ?

હલકા પરિમાણની કિંમત રૂ. ૦)=॥ને ભારે પરિમાણ મણ ને હલકા પરિમાણ ૧। શેરના ગુણોત્તર ૩૨એ ગુણ્યા તો રૂ. ૦)=॥ ×૩૨=૮૦ આના=૫ રૂપીઆ જવાબ.

---

* ગુણોત્તર એ સાદી સંખ્યા છે છતાં આ રીતમાં તેને વિશેષ (પરિમાણવાળી) સંખ્યા ગણી લેવામાં આવે છે, માટે પહેલી સંખ્યા જે વિશેષ સંખ્યા છે તેને સાદી સંખ્યા ગણી લેવી જોઇએ; કારણ સ્પષ્ટ છે. જેમકે ૫ રૂપીઆ×૨=૧૦ રૂપીઆ, અથવા ૫ × ૨ રૂપીઆ=૧૦ રૂપીઆ.

દા. ૨) રૂ. ૦)=નું શેર તો મણનું શું ?

હલકા પરિમાણની કિંમત રૂ. ૦)=ને ભારે પરિમાણ મણ ને હલકા પરિમાણ શેરના ગુણોત્તર ૪૦એ ગુણ્યા તો રૂ. ૦)=×૪૦=૮૦ આના=રૂ. ૫ા= જવાબ.

દા. ૩) ૭ા શેરના ૬ આના તો ૩ ખાંડીનું શું ?

હલકા પરિમાણની કિંમત ૬ આનાને ભારે પરિમાણ ૩ ખાંડી અને હલકા પરિમાણ ૭ા શેરના ગુણોત્તર ૩૨૦એ ગુણ્યા તો ૬ આના×૩૨૦=૧૯૨૦ આના=૧૨૦ રૂપીઆ અથવા ૬×૩૨૦ આના=૬× ૨૦ રૂપીઆ=૧૨૦ રૂપીઆ.

## ૩) કિંમત ઉપરથી વજન કાઢવાની રીત:—

જેટલું વજન આપ્યું હોય અને જેટલી કિંમતનું લેવું હોય તે એનો ગુણાકાર કરવો, પછી તે ગુણાકારને આપેલા ભાવે ભાગવાથી જવાબ આપેલા વજનની જાતનો આવશે. જેમકે:—

૧) રૂ. ૩ નું ૧ા મણ તો રૂ. ૧૨ નું કેટલું ?

૧ા×૧૨=૧૫. ૧૫÷૩=૫ મણ, જવાબ.

૨) રૂ. ૧૨ નું ૫ મણ તો રૂ. ૩ નું કેટલું ?

૫×૩=૧૫. ૧૫÷૧૨=૧ા મણ જવાબ.

૩) ૩ પૈસાનું ૭ શેર તો રૂ. ૩નું કેટલું ?

૭×૩=૨૧, ૨૧÷$\frac{3}{64}$=૪૪૮ શેર=૧૧ મણ ૮ શેર.

## મનોયત્ન ૧૩.

૧) રૂ. ૩૭ા ગાલ્લી તો ૫ મણનું શું ?

૨) રૂ. ૧૧ા મહીનો તો ૪ દિવસનું શું આપવું ?

૩) ૨૦ રૂપીએ તોલો તો ૩ વાલનું શું ?

૪) રૂ. ૧૧૫) એ ભાર તો ૧૦ શેરનું શું ?
૫) રૂ. ૧)-નું વાલ તો તોલાનું શું ?
૬) રાા મણના રૂ. ૬ા તો ૨ ખાંડીનું શું ?
૭) રૂ. ૩ાાનું ૧ા વસો તો ૧ાા વીંઘાનું શું ?
૮) ૫ મણના રૂ. ૬ા તો ૨ ગાલ્લીનું શું ?
૯) રૂ. ૨૨ાા એ કુંડી તો ૭ નંગનું ?
૧૦) રૂ. ૪૫) મહીનો તો ૭ દિવસનું શું ?
૧૧) રૂ. ૩૭ાા તોલો તો ૬ વાલનું શું ?
૧૨) રૂ. ૪૫) વર્ષ તો ૨ માસનું શું ?
૧૩) રૂ. ૨૫ાા ભાર તો ૭ મણનું શું ?
૧૪) રૂ. ૩૧ા ભાર તો ૭ ધડીનું શું આપવું ?
૧૫) ૧૫ મણનો ૬ રૂપીઆ તો ખાંડીનું શું ?
૧૬) ૯ ડઝનના રૂ. ૪૦ાા તો ગ્રોસનું શું ?
૧૭) ૭ મહીનાના રૂ. ૧૭)નો વર્ષનું શું ?
૧૮) રૂ. ૨૮) એ ખાંડી તો રૂ. ૦ાલ્લનું કેટલું ?
૧૯) રૂ. ૧ાલ્નું ૧૦ શેર તો રૂ. ૬ાાાલ્નું કેટલું ?
૨૦) રૂ. ૩૫) એ ખાંડી તો રૂ. ૦)-ાાનું કેટલું ?
૨૧) રૂ. ૦)૦ાાનું ૧૦ શેર તો રૂ. ૦ાાનું કેટલું ?
૨૨) રૂ. ૨૨ા એ મહીનો તો રૂ. ૬)માં કેટલા દિવસ ?
૨૩) રૂ. ૦ાાાલ્લમાં ૧૦ કેરી મળે રૂ. ૦ાા- કેટલી આવે ?



# પ્રકરણ ૪ થું.

માણીના મણ કેટલા? ગ્રોસના ડઝન? ડઝનનાં નંગ? વર્ષના મહીના? વેંતના આંગળ? ફુટના ઇંચિ? તોલાના માસા? પૌંડ ટ્રાયના ઔંસ કેટલા? જવાબ ૧૨.

## ૧૨ ગુણોત્તર આવે એવાં કોષ્ટકો.

માણી ને મણ; ડઝન ને નંગ; ગ્રોસ ને ડઝન; વર્ષ ને મહીનો વેંત ને આંગળ; ફુટ ને ઇંચ; તોલો ને માસો; પૌંડટ્રાય ને ઔંસ.

ત્યારે ઉપલા પરિમાણોનું ગુણોત્તર શું? જ. ૧૨. એ પરિમાણોમાંથી ભારે પરિમાણ કહો. હલકાં કહો. હલકાં પરિમાણો ભારેના કેટલામા ભાગના છે? જ. ૧૨મા ભાગના. ભારે હલકાથી કેટલા ગણા છે? જ. ૧૨ ગણા. જો ભારે એકમ પરિમાણની કિંમત રૂ. ૧) પડે તો હલકા એકમની કિંમત ભારેના કેટલામા ભાગની પડે? જ. ૧૨મા ભાગની. રૂપીઆનો બારમો ભાગ શું? જ. ૧૬ પાઇ. રૂપીઆથી કેટલા ગણી પાઇ આવી? જ. ૧૬ ગણી. પણ જો ભારે એકમની કિંમત રૂ. ૨) પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે? જ. ૩૨ પાઈ. રૂપીઆથી કેટલા ગણી પાઈ આવી? જ. ૧૬ ગણી. ભારે એકમના રૂપીઆથી કેટલા ગણી પાઇ આપવી પડે છે? જ. ૧૬ ગણી. માટે

**૧) ભારે એકમના રૂપીઆથી ૧૬ ગણી પાઈ હલકા એકમની કિંમત પડે.**

ભારે એકમ પરિમાણની કિંમત ૧ આનો પડે તો હલકા એકમની શી કિંમત પડે? જ. ૧ પાઈ. આનાથી કેટલા ગણી

પાઈ આવી ? જ. આના જેટલીજ. જો ભારે એકમની કિંમત ૨ આના પડે તો હલકા એકમની શી કિંમત પડે ? જ. ૨ પાઈ. આનાથી કેટલા ગણી પાઈ આવી ? જ. આના જેટલીજ. ભારે એકમના આનાથી કેટલા ગણી પાઇ આપવી પડે છે ? જ. આના જેટલીજ. માટે.

**૨). ભારે એકમના આના જેટલીજ પાઈ હલકા એકમની કિંમત પડે.**

ભારે એકમ પરિમાણની કિંમત ૧ પૌંડ પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે ? જ. પૌંડના ૧૨મા ભાગ જેટલી. પૌંડનો ૧૨મો ભાગ શું ? જ. ૨૦ પેન્સ. પૌંડથી કેટલા ગણા પેન્સ પડે ? જ. ૨૦ ગણા. માટે.

**૩) ભારે એકમના પૌંડથી ૨૦ ગણા પેન્સ હલકા એકમની કિંમત પડે.**

ભારે એકમની કિંમત ૧ શિલિંગ પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે ? જ. ૧ પેન્સ. શિલિંગથી કેટલા ગણા પેન્સ પડે ? જ. શિલિંગ જેટલાજ. ભારે એકમના શિલિંગથી કેટલા ગણા પેન્સ આપવા પડે ? જ. શિલિંગ જેટલાજ. માટે

**૪) ભારે એકમના શિલિંગ જેટલાજ પેન્સ હલકા એકમની કિંમત પડે.**

**ભારે એકમ પરથી હલકા એકમની કિંમત:—**

**પહેલી રીત.** ૧) રૂપીઆથી ૧૬ ગણી પાઇ. ૨) આના જેટલીજ પાઇ. ૩) પૌંડથી ૨૦ ગણા પેન્સ. ૪) શિલિંગ જેટલાજ પેન્સ.

૧ રૂપીઆનો ૧૬મો ભાગ શું ? જ. એક આનો. બે રૂપીઆનો સોળમો ભાગ શું ? જ. બે આના. રૂ. ૩નો સોળમો ભાગ શું ? જ. ત્રણ આના. માણીનો ૧૬મો ભાગ શું ? જ. ૦॥ મણ. ગ્રોસનો ૧૬મો ભાગ શું ? જ. ૦॥ ડઝન. ડઝનનો ૧૬મો ભાગ શું ? જ. ૦॥ નગ. વર્ષનો ૧૬મો ભાગ શું ? જ. ૦॥ મહીનો. વેંતનો ૧૬મો ભાગ શું ? જ. ૦॥ આંગળ. ફુટનો ૧૬મો ભાગ શું ? જ. ૦॥ ઇંચ. તોલાનો ૧૬મોભાગ શું ? જ. ૦॥ માસો. પૌંડ ટ્રોયનો ૧૬મો ભાગ શું ? જ. ૦॥ ઔંસ ટ્રોય. એક રૂપીએ માણી હોય તો એક આનાનું કેટલું આવે ? જવાબ ૦॥ મણ. ત્યારે

એક રૂપીએ ગ્રોસ, ડઝન, વર્ષ, વેંત, ફુટ, તોલો અને પૌંડ ટ્રોય હોય તો એક આનામાં કેટલું આવે ? જ. ૦॥ ડઝન, ૦॥ નંગ, ૦॥ મહીનો, ૦॥ આંગળ, ૦॥ ઇંચ, ૦॥ માસો અને ૦॥ ઔંસ ટ્રોય આવે.

આનાનો ૧૬મો ભાગ શું ? જ. ઉપઆનો. જો ઉપરના ભાવ એક આનાનો હોય તો એક ઉપઆનામાં કેટલું આવે ? જ. દેશે. માટે,

**બીજી રીત—જેટલા રૂપીઆમાં ભારે પરિમાણ ૧ આવે તેટલાજ આનામાં હલકું પરિમાણ ૦॥ આવે.**

**સૂચના:**—જેમ રૂપીઆનો ૧૬મો ભાગ આના છે, તેમ આનાનો ૧૬મો ભાગ ઉપઆના છે, તેમજ પાઇનો ૧૬મો ભાગ ઉપપાઇ (કાચી પાઈ) છે; માટે રૂપીઆના ભાવમાં આના જવાબ આવતો હોય તો આનાના ભાવમાં ઉપઆના જવાબ આવે, તેમ. રૂપીઆના ભાવમાં પાઈ જવાબ આવતો હોય તો આનાના ભાવમાં ઉપપાઇ જવાબ આવે.

હલકાથી ભારે કેટલા છે? જ. ૧૨ ગણા.

હવે જો હલકા એકમની કિંમત ૧ રૂપીઓ, ૧ આનો, ૧ પૈસો, ૧ પાઇ, ૧ પૈંડ, ૧ શિલિંગ, ૧ પેન્સ, એક ફાર્ધિંગ પડે ભારે એકમની કિંમત શું પડે? જ. ૧૨ ગણી એટલે ૧૨ રૂ. ૧૨ આના=૦॥। રૂ. ૧૨ પૈસા=૩ આના, ૧૨ પાઇ=૧ આનો, ૧૨ પૈંડ, ૧૨ શિલિંગ, ૧૨ પેન્સ=૧ શિલિંગ, ૧૨ ફાર્ફિંગ=૩ પેન્સ પડે.

૧) હલકા એકમની કિંમત ૧ રૂ. પડે તો ભારે એકમની શી? ૧૨ રૂ.
૨) ,, ,, , ૧ આનો ,, ,, ,, ? ૦॥। રૂ.
૩) ,, ,, ,, ૧ પૈસો ,, ,, ,, ? ૩ આના.
૪) ,, ,, ,, ૧ પાઇ ,, ,, ,, ? ૧ આનો.
૫) ,, ,, ,, ૧ પૈંડ ,, ,, ,, ? ૧૨ પૈંડ.
૬) ,, ,, ,, ૧ શિલિંગ ,, ,, ,, ?૧૨શિલિં.
૭) ,, ,, ,, ૧ પેન્સ ,, ,, ,, ? ૧ શિલિં.
૮) ,, ,, ,, ૧ ફાર્ધિંગ ,, ,, ,, ? ૩ પેન્સ.

## હલકા એકમ પરથી ભારે એકમની કિંમત:—

**પહેલી રીત:**—૧) આનાથી પોણા રૂપીઆ. ૨) પૈસાથી ૩ ગણા આના. ૩) પાઇ જેટલાજ આના. ૪) પેન્સ જેટલાજ શિલિંગ ૫) ફાર્ધિંગથી ૩ ગણા પેન્સ.

૧ આનાનું ૦॥। મણ આવે તો ૧૬ આનાનું કેટલું આવે? જ. ૧૨ મણ. ૧ આનાનું ૦॥। મણ તો ૧ રૂપીઆનું કેટલું? જ. ૧૨ મણ. ૧૨ મણ એટલે કેટલું? જ. ૧ માણી.

